# 8 આજ આનન્દ

લોકગીતનો રચનાર હંમેશાં પડદા પાછળ રહેતો હોય છે. તેથી તેનાં નામઠામ વિશે આપણને ભાગ્યે જ કશી માહિતી મળતી હોય છે. ક્યારેક કૃતિ કોઈ એક વ્યક્તિનું સર્જન પણ હોઈ શકે તો ક્યારેક એક કરતાં વધુ વ્યક્તિઓનો પણ એમાં હિસ્સો રહ્યો હોય.

માનવજીવનનાં અસલ તળપદાં સંવેદનોને લોકગીતમાં સરસ વાચા મળતી હોય છે. અહીં આ ગીતમાં સરળ શૈલીમાં વર્ષાઋતુનું આનંદદાયક ચિત્ર ઊભું કર્યું છે. તદુપરાંત કૃષિસંસ્કૃતિમાં વ્યવસાય સાથે ઉત્સવનો આનંદ-ઉલ્લાસ કેવી સહજ રીતે જોડાઈ જાય છે એ બાબતનું હૂબહૂ ચિત્રણ રજૂ કરવામાં આવ્યું છે.



ઓતર-દખણથી ચડી વાદળી રે લોલ !

ઝીણી ઝીણી ઝબૂકે છે વીજ જો

આજ આનન્દ મારે આંગણે રે લોલ !

ખેડૂના માથે લીલાં મોળિયાં રે લોલ !

ધોરીડાની કોટે ઘૂઘરમાળ જો, આજ૦

વીરના વાવણિયે હીરલા જડ્યા રે લોલ !
મોતીડાંની સેરું ટંકાવું જો; આજ૦
ધોરીની ડોકે બાંધી રાખડી રે લોલ !
વીરને લલાટ કુંકુમનો ચાંદલો જો; આજ૦
વાવી જારું ને વાવ્યા બાજરા રે લોલ !
ધરતીએ ઓઢ્યાં લીલાં ચીર જો; આજ૦
સરિતાની સેરું ચાલે જોરમાં રે લોલ !
ગવરી તો ચરે લીલાં ઘાસ જો
આજ આનંદ મારે આંગણે રે લોલ !

## શબ્દસમજૂતી

**ઓતર-દખણથી** ઉત્તર અને દક્ષિણ દિશામાંથી **મોળિયાં** કસબી ફેંટા **ધોરીડા** બળદ **કોટે** ડોકે **ઘૂઘરમાળ** ઘૂઘરાની માળા **વાવણિયે** બીજ વાવવાના સાધને, ઓરવિયે **સેરું** માળા-હાર **લલાટ** કપાળ **જારું** જુવાર **સરિતાની સેરું** નદીનો પ્રવાહ **ગવરી** ગાય

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) લોકોમાં આનંદ વ્યાપો છે, કારણ કે.... ☐

(ક) આકાશમાં વાદળો ઉમટ્યાં છે. (ખ) મહેમાન આવવાના છે.

(ગ) વરસાદ થંભી ગયો છે. (ઘ) વરસાદ પડી રહ્યો છે.

(2) આ કાવ્યમાં 'ધરતીએ ઓઢ્યાં લીલાં ચીર જો' એટલે.... ☐

(ક) ધરતી પર લીલું વસ્ત્ર ઓઢાડ્યું છે. (ખ) ધરતી લીલીછમ બની છે.

(ગ) ધરતી પર લીલો રંગ છાંટ્યો છે. (ઘ) ધરતી પર લીલી ચાદર પાથરી છે.

(3) ખેડૂત ધોરીડાને તૈયાર કરે છે, કારણ કે.... ☐

(ક) વરસાદ પડી રહ્યો છે. (ખ) વરસાદની ઋતુ છે.

(ગ) વરસાદ આવવાની તૈયારી છે. (ઘ) વરસાદ થંભી ગયો છે.

2. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :

(1) વર્ષા આવી રહી છે તે શાના આધારે કહી શકાય ?

(2) ખેડૂત અને એના બળદો શાનાથી શોભી રહ્યા છે ?

(3) વીરનું અને એના બળદોનું કલ્યાણ થાય તે માટે શું કરવામાં આવ્યું છે ?

(4) વાવણિયાને કેવી રીતે શણગાર્યું છે ?

## સ્વાધ્યાય

1. આ ગીત આપણા મન આગળ કેટલાંક આબેહૂબ દૃશ્યો ખડાં કરે છે. આવાં ચાર દૃશ્યોની યાદી કરો.

**ઉદાહરણ :** આકાશ વાદળોથી ઘેરાયું છે; વીજળીના ચમકારા થાય છે. વાવણી માટે જતા બળદોને શણગાર્યા છે.

(1) ..........

(2) ..........

(3) ..........

(4) ..........

2. 'આવી અષાઢી બીજ' એ વિષય પર દસથી બાર વાક્યો લખો.

3. નીચેના શબ્દો માટે કાવ્યમાં કયા શબ્દો વપરાયા છે તે લખો :

| | |
|---|---|
| (1) ઉત્તર : .......... | (2) દક્ષિણ : .......... |
| (3) જુવાર : .......... | (4) પ્રવાહ : .......... |
| (5) ગાય : .......... | (6) બળદ : .......... |

## પ્રવૃત્તિઓ

- લોકગીત-સ્પર્ધામાં ભાગ લો. આ સ્પર્ધામાં રજૂ થતાં ગીતો ધ્યાનથી સાંભળો.
- ખેતી અને ખેડૂતના જીવન વિશે લખાયેલાં કાવ્યોનો હસ્તલિખિત અંક તૈયાર કરો.